શ્રી ગણેશાય નમઃ

# ભજનાવળી.

જેની અંદર સ્વર્ગની નીસરણી, સીતાજીના
મહીના, કેલઇયો, કાચબા કાચબીનું ભજન.

છપાવી પ્રસિદ્ધ કર્તા,


## મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ત્રણ દરવાજા-અમદાવાદ.



આવૃત્તિ ૪ થી. પ્રત ૪૦૦૦

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

અમદાવાદ-વિજય પ્રવર્તક પ્રિન્ટિંગ પ્રેસમાં
પટેલ મોહનલાલ મગનલાલે છાપ્યું.

કીંમત ૦-૧-૦

મહાત્મા કબીરની કાવ્ય પ્રસાદી

# કબીર કાવ્ય.

આ પુસ્તક ફક્ત એકજવાર વાંચવાથી ને વારંવાર વાંચવાની પ્રેરણા થાય એવો એમાં અદ્‌ભૂત રસ છે, આમાં સામર્થ્યઅંગ, સ્મરણઅંગ, ચિતાવતીઅંગ, જીવનમૃતંકઅંગ, કામઅંગ આદિ ૨૦ અંગ છે અને તે એકથી એક એવા અદ્‌ભૂત છે કે તેનો ખરો ખ્યાલ વાંચવાથીજ થશે, શિવાય આમાં નીચે જણાવેલાં ત્રણ સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપેલાં છે. (૧) કબીરને ગુરૂની પ્રાપ્તી. (૨) કબીરના અદ્‌ભુત ચમત્કારથી કાજી સાહેબે ચિડાઈ જઈ બાદશાહ માર્ફત કબીર સાહેબને બોલાવી તેમને લોઢાની પેટીમાં પૂરી ઉપરથી મજબુત તાળું લગાડી તે પેટીને ઉંડા પાણીમાં ડુબાડી દેવી અને બીજી બાજુએ કબીર સાહેબનું સમાધી અવસ્થામાં પાણીપર તરવું (૩) કમાલના મૃતદેહને બાદશાની સમક્ષ મુર્દે ઉઠ કુદરતકે કમાલને એમ કહી સજીવન વગેરે ચિત્રોના દેખાવો ખાસ જોવા લાયક છે, સર્વ સાધારણોની સગવડ ખાતર આ પુસ્તક ગુજરાતી અક્ષરમાં છપાવ્યું છે. કાગળ ગ્લેજ ઉંચા પાકા પુંઠા ઉપર કબીર સાહેબનો રૂપેરી વરખથી છાપેલો ફોટો. બાંધણી મજબુત હોવા છતાં કિંમત માત્ર રૂ. ૧।।। પોસ્ટેજ માફ.

# ભજનાવળી.

## સ્વર્ગની નીસરણી.

ધન ધનરે આજે ધારણુ ધરીયાં,
દયા કરીને મંદીર આવોરે રામ.
ધરમરાજા ધરમ પુરીમાં બેઠા,
વૈષ્ણવની વારતા કરોરે રામ. ૨
પાપી પાખંડીને બાંધીને લાવો,
વૈષ્ણવની રક્ષા કરજોરે રામ. ૩
એમ કરીને ચાર જમડારે ચાલ્યા,
મૃત્યુ લોકમાં આવ્યારે રામ.
પાપી પાખંડીને કેમ ઓળખીયે,
વૈષ્ણવ જન કેમ ઓળખીયેરે રામ. ૫
સવારના પહોરમાં નહાવું ને ધોવું,
પુન્ય ને દાન કાંઈ કરવાંરે રામ, ૬
એ એંધાણીએ વૈષ્ણવ જાણવા,
પાપી ચંડાળ બાંધી લાવોરે રામ.
એમ કરીને ચાર જમડારે ચાલ્યા,
રાજાના હાડમાં પેઠારે રામ. ૮
પહેલોરે કહે છે હું તો તાવજ થઈશ,
રાજાના હાડમાં પેસુંરે રામ. ૯

બીજોરે કહે છે હું તો વૈદજ થઇસ,
રાજાની નાડીઓ જોઉરે રામ. ૧૦
ત્રીજો કહે હુંતો જોશીરે થઇશ,
રાજાના જોશ જોઉં રે રામ. ૧૧
ચોથોરે કહે છે હું તો શેઠીઓ થઇશ,
બજારે હાટ કાઢી બેસુંરે રામ. ૧૨
એમ કરીને ચાર જમડારે ચાલ્યા,
રાજાના હાડમાં પેઠારે રામ. ૧૩
રાજાની દાસી તો વઇદ પોકારે,
વઇદના વઇદ બોલાવોરે રામ. ૧૪
મંછારામ વઇદ તમે અહીંજ આવો,
રાજાની નાડીઓ જુઓરે રામ. ૧૫
વાવજ તરીઓ ને એકાંતરીઓ,
ચોથીઓ જામર ન જાણુંરે રામ. ૧૬
એમ કરીને એક પડીકી આપી,
ત્યાંહાંને ત્યાંહાં ધડાના થયારે રામ. ૧૭
સગાં વ્હાલાં સરવે ટોળે થઇ બેઠાં,
અંતરનાં સગાં સોડમાં પેઠાંરે રામ. ૧૮
જીવ જતાં એનો કોઇએ ન જાણ્યો,
પલકમાં દેહજ પડીયોરે રામ. ૧૯
લીલુડા વાંસની પાલખી બંધાવો,
ઉચકનારા ચારરે રામ. ૨૦
ચાર જણા એની સાથે સાથે,
પુરૂષે પાલખી લીધીરે રામ. ૨૧

ચકલા સુધી એને સરવે વળાવે,
વ્હાલાં વળાવી પાછાં વળીયાંરે રામ. ૨૨
પાછું વાળીને પ્રાણી શું જુઓ છો,
ક્યાંરે ગયાં સગાં વ્હાલાંરે રામ. ૨૩
વ્હાલાં વળાવી તારાં પાછાંરે વળીઆં,
વ્હાલી તે વન કેરી કાઠીરે રામ. ૨૪
પહેલે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીયાં,
બીજે પગથીએ ભાલા દીઠારે રામ. ૨૫
આરે ભાલામાં હવે કેમરે ચલાશે,
હવે તો શી ગતો થાશેરે રામ. ૨૬
ભાલા દેખીને પ્રાણી થર થર કંપ્યાં,
ધ્રુસકે ધ્રુસકે રોવા બેઠારે રામ. ૨૭
ભલો જમડો જીવને ફરી ફરી પુછે,
શાંરે કર્યાં પુન્ય ને દાનરે રામ. ૨૮
નથી કર્યાં પુન્ય મેંતો નથી કર્યાં દાન,
દયાનો મારગ ભુલી ગયોરે રામ. ૨૯
હુંરે શું જાણું આગળ વિપત્ત પડશે,
જમડા તો માર ઘણો મારે રે રામ. ૩૦
લોઢાની ગેડીઓ વતી પ્રાણીને મારે,
બરકા ને બુમો ત્યાં પાડેરે રામ. ૩૧
બીજે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીયાં,
ત્રીજે પગથીએ ગોખરૂ દીઠારે રામ. ૩૨
આરે ગોખરૂમાં હવે કેમરે ચલાશે,
હવે તો શી ગતો થાશેરે રામ. ૩૩

જોરે જોડાનાં દાન કર્યા હોય તો,
પ્રાણીને પાર ઉતારોરે રામ. ૩૪
જોરે જોડાનો અનુગ્રહ આપ્યો હોય તો,
કેને ભાડે આણી આપુંરે રામ ૩૫
ફરી ફરી મને શું રે પુછોછો,
નથી કર્યા પુન્યને દાનરે રામ. ૩૬
ભલા તે જમડાને દયારે આવી,
જુનો જોડો એને આપ્યોરે રામ. ૩૭
ભુંડા જમડાની નજરે પડયો તો,
ધોલો મારી ખુંચી લીધોરે રામ. ૩૮
દૈવના ચોર તારે કાંઈ હતા કેને,
ઉત્તમ દેહીઓ તમને આલીરે રામ. ૩૯
ફરી ફરીને હવે મનખો નહી આવે,
લક્ષ ચોરશીમાં પડશોરે રામ. ૪૦
ત્રીજે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીઆ,
ચોથે પગથીએ ભુખો લાગીરે રામ. ૪૧
આરે ભુખોમાં હવે કેમ ચલાશે,
હવે તો શી ગતો થાશેરે રામ. ૪૨
ઓ પેલા ઓ પેલા ભંડાર ભરીયા,
તેમાંથી શેર અન્ન આપોરે રામ. ૪૩
એકસો ને બે વરસ સુધી કમાયો,
ઉખલે બરડે બળુંરે રામ. ૪૪
લક્ષાધીપતીરે ભાઈ જેરે કહેવાતો,
વહાણો જેને ઘેર ચાલેરે રામ. ૪૫

તેમાંથી કાંઇ તારે હાથે આપ્યા હોય તો,
તે તારી સાથે આવતરે રામ. ૪૬
ચંપુ ઝારીઓ તારી કોરેરે મેલશે,
ખોખરી દોણી સાથે આવે રે રામ. ૪૭
ચોથે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીયા,
પાંચમે પગથીએ રૂધીર દીઠાંરે રામ. ૪૮
આરે રૂધીરમાં હવે કેમરે ચલાશે,
હવે તો શી ગતો થાશેરે રામ. ૪૯
જોરે ગાયોનાં દાન કર્યા હોય તો,
તારીને પાર ઉતારેરે રામ. ૫૦
નથી કર્યા પુન્ય મેંતો નથી કર્યા દાન,
દયાનો મારગ ભુલી ગયોરે રમ. ૫૧
પાંચમે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીયા,
છઠે પગથીએ થંભ દીઠારે રામ ૫૨
આરે થંભે પ્રાણીને બાથ ભીડાવો,
અડધ બળ્યો અડધ રહ્યા રે રામ. ૫૩
બાઇરે વર્ધમાન તારાં ઉભાંરે રાખ,
તેં તો શાં કરીયાં પુન્ય દાનરે રામ. ૫૪
ઉનાળે જેણે પરબો મંડાવી,
ચોમાસે આપ્યા વિશ્રામ હોમરે રામ. ૫૫
શીયાળે ડગલા ડોટીઓ આપી,
ભુખ્યાને ભોજન આપ્યાંરે રામ. ૫૬
બ્રાહ્મણ શ્રવણને મેં તો સીધાંરે આપ્યાં,
તેને પુન્યે વિમાન મળીયાંરે રામ. ૫૭

છઠે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીઆ,
સતમે પગથીએ કુંડ દીઠારે રામ. ૫૮
ચોરે બેસીને જેણે ચાડીઓ કીધી,
જુઠી સાખ્યો ઘણી પુરીરે રામ. ૫૯
એરે પ્રાણીનો પેલા કુંડમાં નાંખો,
એની તે શી ગતો થાશેરે રામ. ૬૦
કાન ખજુરા એનાં કાનમાં પેસે,
હાડીઆ આંખ્યો કોચેરે રામ. ૬૧
સ્વર્ગની નીસરણીનાં સાત પગથીઆં
ગાય શીખેને જે કોઇ સુણેરે રામ. ૬૨
ભટ પ્રેમાનંદ એમજ કહે,
વૈકુંઠ તેનો વાસરે રામ. ૬૩

---

# સીતાજીના મહીના.

સખી બેસતાં કારતક માસ કે કંથ સીધાવીયા; અતી ટાઢ કરે ચમત્કાર શીયાળો આવીયો. સખી મુને નાખી ગયો નીરધાર, મને સુઝી પરવર્યો; વધીને થઇ વેરણ રાત કે જાય ન જીવડો.

સખી માગશરે મટ જાય બાળાપણુ દોહલું, જેના પીઉ ગયા પરદેશ સુખ નહિ સોહલું; સખી સુની સુવાની સેજ સુનાં ઘર ઓરડા; જેના પીયુ ગયા પરદેશ તેના દીન દોહલા.

સખી પોષ માસપર ભુમી પોતાની સાંભળે; સીતા ઝુરે એકલડાં આંય ઉંગ્યો દુખડાં ભરે. સખી કોઈ આવે કોઈ જાય સંદેશો નાથને; હજી કાગળ ન આવ્યો કાંઇ હરીના હાથનો.

સખી આવ્યો માઘ માસ સજ્જન મને સાંભળે; એવો હીમાળાનો વાય દેહી મારી થરથરે. સખી પોતાના દીલની વાત કોની કને ખોલીયે; જીવ જોડયો રામની સાથ અવરશું ન બોલીએ.

સખી ફાગણે ફુલ્યાં ફુલ કે તરૂ તમામનાં; પંથ સેહજી વસે નહી પાસ ફુલ શા કામનાં, રૂડા ગયા વસંતના રાગ હોળી આવી ઢુંકડી; જેને વ્હાલા તણો વિજોગ શેની ભાવે સુખડી.

સખી પીંપળ આવ્યાં પાન નાથ નવ આવીઆ; એવી રીતે પાંચે માસ પીડાથી ગુમાવીયા. સખી ચૈતરે મારૂં ચીત ચીંતાતુર ચાલતું; ના આવ્યો કાગળ કટકો એક સંકટ બહુ સાલતું.

સખી વૈશાખે વીપરીત વાત હીંમત મારી ના ટકે; પાકી વનમ સાખ ને દ્રાક્ષ સુડા માંહી સાટકે. સખી ઉનાળે લુ વાય અમન અંગ ઝરે; હાય નાથ વીખુટી નાર ઝુરી ઝુરી તે મરે.

સખી જેઠે સૈયરની સાથ સરોવ ઝીલતાં, નીજ પીઉ જતાં પરદેશ ઘેર એ નથી ખીલતાં. સખી નાથ વીના નાહી ધોઇ અંબોડા શું વાળીએ; વીના સ્વામી વપુ શણગાર સકળ હવે ટાળીએ.

સખી આવીયો અષાડ માસ વધી જળ બળ બહુ કરે; બોલે બપઇયા પેઉ પેઉ બોલ અજંપો અતી કરે. સખી ઘોર અંધારી રાત દમકતી દામની; સુના ધણી વગરના ઘોળ સેજો શા કામની.

સખી ભરીયાં સરોવર નીર શ્રાવણ વરસે શરવડે; મારાં ભીંજાયાં નવરંગ ચીર આંખોથી આંસુ પડે. સખી પોતાના પેઉ શું પ્રીત કરીને પાળીએ; બીજા નીચ જનોથી તેહ તુરત નેહ ટાળીએ.

સખી ભાદરવે ભરથાર ઉરે અભીલાખીએ; પકવાન અન્ન વીવીધ નથી નાથ કહો કેમ ચાખીએ. સખી દુઃખના દશ વીસઆગેર ઠેલીએ ના; એવાં વિઘ્ન પડજો લાખ લાખ માયા નવ મેલીએ.

સખી સાંભળ્યું આસો માસ પથ્થર રામે તારીઆ; સાર ઉપર બાંધી પાજ વાંદરને ઉતારીયા. રોળી નાંખીઓ રાવણરાય સીતા ઘેર લાવીઆ; અતી વરત્યો જયજયકાર અયોધ્યામાં આવીયા. આ ભરત શત્રુધન લેઇ ભેટયા સહુ ભાઇને રામેઓ હરીનો દાસ, સંભળાવે ગાયને નર નારી શીખે સુણે ગાય તેને સુખ સહુ મળે; ભાગે ભવની ભાવટ સર્વ સુકૃત સ્હેજે ફળે. રૂડા ગાઇને બારે માસ બોલો જય રામના; પોતે શ્રીહરી આપ સમરથ પુરે મન કામના.

# અથ શ્રી કેલઇયો પ્રારંભ.

શેઠ સગાળશા સાધુને સેવે વાણીઓ પાળે વ્રત
ન મળ્યા સાધુ ને રહ્યા અપવાશી તારવાને આવ્યા તરત;
કૃષ્ણજી કુડીયા થઇનેરે, વેશ અતીતનો લઇનેરે.
ચંગાવતીએ ચરણામૃત લીધાં નવરાવીને નાથ,
પલંગ ઉપર પધરાવીને સ્વામી કીધા સંગાથ;
ખાંતે ભોજન ખીરનાં કીધાંરે, પીરશીને આગળ દીધાં
ખીર રોટલી અમે જમતા નથી નથી અન્નનો આહાર,
માઝન લોક અમે માંસના અહારી એમ બોલ્યા કીરતાર;
માળો વચન બોલ્યા આવુંરે સમજી લેજો સાધુ.
કસાઇવાડે જઇ કરીને છુપાવી લાવ્યા માંસ,
ચંગાવતીએ રસોઇઓ સુધારી, પીરસીયો પરસાદ;
વાયુ ઢાળે નરને નારીરે જમો તમે દેવ મોરારીરે.
અમેરે માટી માણુસની જમીએ, પર માટી ન પ્યાર,
અઘોર પંથમાં રહેવું અમારે ખેલ ખાડાની ધાર;
વાણીડા વર્તજ ફળશેરે આવી અવીનાશી મળશે.
માંસ્યું વેચાથી માણુસ ન મળે, હઇએથી નહી હાર,
માત પીતાએ પરીયાણુ કીધાં, કેલૈઓ સંહાર;
વાતો તો રહેશે કેલૈઓ લાવને લેખે.
ભણુતો ગણુતો બાગ્ય કેલૈઆ, માન હમારી પ્રતીત,
માત પીતા તારા મારવા બેઠા આંગણે આવ્યો અતીત;
ધુતારો ધુતીને જાશે રે પછી પસ્તાવો થાશેરે.

એ શું બોલ્યા ગુરૂજી અમારા માવીતર છોડયાં કેમ જાય,
નવ માસ જેણે ઉદર રાખ્યો, ગુણુ ઓશીંગણુ થાય;
ભક્તિ મારી શીરને સાટેરે, શું થાશે મસ્તક માટે.
હું ભાગું તો ભોમી લાજે, ભોરીંગ ના ઝીલે ભાર,
મેરૂ સરીખા ડોલવા લાગે આકાશને આધાર;
મેહેરામણ માઝા મુકેરે કેલૈયો સત્ય ન ચુકે.
રજારે લઇને ત્યાંથી કેલૈયો આવ્યો પોતાને અવાસ,
માતાએ મુખનાં મીઠડાં લીધાં નાખીને નીશ્વાસ;
આવતો ઉરમાં લીધોરે, મારવાનો પરીયાણુ કીધો.
એ શું બોલ્યાં માતાજી અમારાં નાંખી નીસાસો આજ,
સફળ મનખો કેલૈયાનો માંસ જમે મહારાજ;
ધન્ય ધન્ય આજનો દહાડોરે, જુગતેથી જીવણુને જમાડો
માત પીતાએ બંને મળીને છેદ્યુ કેલૈયાનું શીષ,
અણુઘટતી તો એણે કીધી જમાડવા જુગદીશ;
ખેલ રચ્યો ખરોરે પ્રભુ હવે પારણું કરો.
નાથ કહે મારી નજરે લાવો, પુત્ર તમારો છે એહ,
મુસ્તકની તમને માયા લાગી છે એમ અવીનાશી કેહ;
તમે છો નરને નારીરે જુવો મન વાત વીચારીરે.
ખાણુનાં ખાંડો મુખંથી હસો, કોરો પાલવ પેર,
આંખમાં તમે આંજણું આંજો, મનમાં ન આણો મેહેર;
તમે છો સાચાં સતીરે, એમ બોલ્યા જુના જતી.
મુસ્તક લઈ ખાંડણીઆમાં ખાંડે પીતાને વળી માય,
આંખ્યોમાં એમને આંસુ ન આવે, હરખે હાલરડાં ગાય;
ભોજનીઆં તો ભાતશું કીધાંરે, પીરસીને આગળ દીધાં.

સત્યવાદી તમે સાચાં સતી, સત્ય અમારે છે એહ,
વાંઝીઆનું અમે જમતા નથી, એવું અવીનાશી કેહ;
તમે છો નરને નારી, જુઓ મન વાત વીચારી.
શગાળશાના મનમાં ચોરી, બીજું ન મળે બાળ,
ભગવાન અહીંથી ભુખ્યા જાય તો નીશ્ચે ખુટયો કાળ;
બંદગીઓ તો સંતની કરીએ, નીકર વણુ માર્યા મરીએ.
શગાળશા કહે પુર્વ જન્મનાં પ્રગટયાં અમારાં પાપ,
ગુરૂ દુભાએ ગોતરી માર્યાં મારેલાં માને બાપ;
ડુંગરીએ દવ લગાડયો, તેં તો મારો ખેલ બગાડયો.
ચંગાવતી કહે પાંચ મહીનાનું મારે છે ઓધાન,
ભલે આવ્યા સ્વામી બાવે અમારા તમ સરખું કામ;
ધણી મેં તો તમને ધાર્યારે, તમે મારા ખેલ સુધાર્યા.
ચંગાવતીએ છરી લીધી પાળી મારી પેટમાંય,
અચાનક નાઠા ઉઠીને બહુ નામીએ ઝાઝી બાંય:
સાચી છે ટેક તમારી, માગો હવે દેવ મોરારી.
કેલૈઆને સજીવન કીધો, એઠા રમે છે બહાર,
પછી સતી બોલ્યાં વીચારી સુંદર દેજો ભક્તિ તમારી.
ભણતો ગણતો આવ્યો કેલૈયો લાગ્યો હરીને પાય,
માતાએ મોતીડે વધાવ્યો; હૈયે હરખ ન માય;
દાતારે તો દરશન દીધાંરે લ્હાવા લાખેણા લીધા.
શગાળશા શેઠ ચંગાવતીએ એવું ધરાવેલ નેમ,
ભાંણુ પ્રતાપે ભણે રતનદાસ, તેને તરછોડીએ કેમ;
મોહનજી મળવાને માટેરે, જાવું વૈકુંઠની વાટે.

ઇતિશ્રી કેલૈયો સંપૂર્ણ.

# કાચબા કાચબીનું ભજન.

કાચબો અને કાચબી, એતો હતાં હરીનાં દાસ,
દરશન કારણે બારણે આવીયાં રાખીને વીશ્વાસ,
આવતાં નજરે ભાળ્યાં ઝાલીને બાંધી માર્યાં;
કળ કળમાં તું કાચબી કુડી, રામૈયાની રીત છે રૂડી. ૧
કાચબો કહે છે કાચબીને ભુંડી તું ધારણ રાખ ધીર,
આપણને ઉગારશે વાલો જુગતેથી જાદવ વીર,
ચીંતા મેલી ચરણે આવો, મરવા નહી દે માવો. ૨
વારે વારે તુને વારતી કંથ મારૂં ન માન્યું કેણુ,
કાળ આવ્યો કોણ રાખશે તમે નીચાં શું ઢાળો નેણ,
પ્રભુ તારો નાવીયો પ્રાણી, માથે આવી મોત નીશાની. ૩
અબળાને ઈતબાર ન આવે કરે કોટી ઉપાય,
કીધું ન માને કોઈનું ગાયું પોતાનું ગાય;
એવી વીશ્વાસની વાણી, પ્રથમ પહેલી મત છે પાની.
કાચબી કહે ક્યાં ગયો તારો રાખણ વાલો રામ,
પ્રાણ ગયા પછી પહોંચશે, શું કરશે તારો રામ;
મુવા ટાણે મતી મુંઝાણી, તુટયા પછી ઝાલવું તાણી. ૫
ત્રીકમજી ત્રણ લોકમાં મારે, તમારો છે વીશ્વાસ,
અટક પડે ત્યારે આવજો મારા આતમના આધાર;
છોગાળાજી વાત છે છેલ્લી, થાજો અબળાના બેલી. ૬
ત્યારે કાચબી કહે કોણ ઉગારે, તારો જાતો રહ્યો જુગદીશ.
ચાર દીવસથી સળગાવીઆં, લઈને ઓર્યાં વીચોવીચ;
આમાંથી જો ઉગરીએ, પાણી બહાર પગ ન ભરીએ.

બળતી હોય તો બેસ મારી પીઠ પર રાખું પ્રાણ,
નીંદા કરે છે મારા નાથની, એતો મારે છે મુજને બાણ;
વાલો મારો આવશે વારૂ, આપણને ઉગારવા સારૂ. ૮
કાચબી કહે કીરતાર ન આવ્યા, અને આપણો આવ્યો અંત,
હરી નથી કોના હાથમાં તમે તે શું બાંધ્યો તંત;
જેનો વીશ્વાસ છે તારે તેનો ઇતબાર નહી મારે. ૯
વીઠલજી મારી વારે ચડજો શામળા કરજો સાર,
લાજ લોપાશે લોકમાં પછી બીજી કોની વાર;
હરી મારી હાંસી થાશે, પ્રભુ તારી પતીત જાશે. ૧૦
ત્યારે કેશવજીએ કરૂણા કરી મોકલ્યો મેઘ મલાર,
આધણમાંથી ઉગારીયા બોલ્યા કાચબાને કીરતાર;
ભોજલ કહે ભરૂસો જેને, ત્રીકમજી તારશે તેને. ૧૧

**સમાપ્ત.**